# ફેસનની ફીસીયારી

(કે કળીયુગની કુચી.) ભાગ ૧ લો.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ડાહ્યાભાઇ બાબરભાઇ પટેલ.

ઠે. રત્નદિપક—મથુરાદાસની ખડકીવાળા કાકરીખાડ. નડીઆદ.

સોલ એજન્ટઃ—હસસુખભાઇ આશાભાઇ.

આવૃત્તિ ૯ મી. સને ૧૯૧૭. પ્રત ૫૦૦૦.

---

રિલીફરોડના પુલ નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં
શા. ચુનીલાલ અમથાશાએ છાપી—અમદાવાદ.

---

કીંમત ૦—૦—૩.

# રત્ન-દિપકમાં મળતાં પુસ્તકો.



| | | |
|---|---|---|
| ૧ | ફેશનની પ્રીસીયારી ભા. ૧-૨ | કિં. ૦-૦-૬ |
| ૨ | કીસ્મતી દુનિયા. | કિં. ૦-૦-૩ |
| ૩ | ચાલુ સાલનું પંચાંગ. | કિં. ૦-૦-૬ |
| ૪ | સતયુગનો જમાનો. | કિં. ૦-૦-૩ |
| ૫ | વીંછીના ૨૫૦ વનસ્પતિમાંથી શોધેલા ઇલાજની બુક | કિં. ૦-૦-૬ |
| ૬ | રેલ્વેનું ટાઇમ-ટેબલ. | કિં. ૦-૧-૦ |

મળો યા લખો,—

**ડાહ્યાભાઇ બાબરભાઈ. પટેલ.**

ઠે. રત્નદિપક—નડીઆદ.

ટ્રાવેલીંગ એજન્ટ,—

**હલસુખરામ આશાભાઇ.**

રત્નદિપક—નડીઆદ.

# ફેશનની ફીસીયારી.

## કે કળીયુગની કુંચી.

—→❋○❋←—

## ભાગ ૧ લો.

### રાગ (સૈદા તારો ખુબ છે દાડો.) એ ટેક.

જમાનો તો બદલાયોરે, હળાહળ કળજુગ આવ્યોરે—એ ટેક.
હિંદતણા ઉદયને માટે, અરજ કરૂંછું આજ—૨
સ્વાર્થીઆ મુરખને નહિ ફાવે, સાચે સાચી વાત,
વિચારવંતા વિચાર કરશો—૨ રે. જમાનો. ૧
ઉંચ હતા તે નીચ બન્યા કંઇ, નીચ તે ઉંચ મનાય—૨
ધર્મને નામે ધાડજ આવી, પાપને પંથ પળાય;
અંધાપો ધોળે દી આવ્યો—૨ રે. જમાનો. ૨
જે પ્રેમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક—૨
મીસ્તરનો કર ઝાલી બજારે, માલી રહી છે અથાગ
અરે આડો આંકજ આવ્યો—૨ રે. જમાનો. ૩
નીતી રીતી સૌ નેવલે મુકી, ઉર અનીતિ ચહાય—૨
ફેશન બાઇને ફંદે ફસાયા, રંક ને મોટા રાય.
તોરા જાઇ ટોપ છવાયો—૨ રે. જમાનો. ૪

ઝેર ને વેર વધ્યાં વસુધામાં, વ્યસન વધ્યાં વિધવિધ—૨
ગાંજો અફીણ ને દારૂના બોટલ, હોટલમાં જઇ પીધ
ગાંઠથી ગર્થ ગુમાવ્યો—૨ રે. જમાનો.૧ ૫

જે નૃપને ગૃહ ચાંદી સોનાના, પાત્ર તણો નહી પાર—૨
તે રાજમંદીરમાં જઇ જોતાં, દેખાય ઠારો ઠાર
લોખંડનો લાટ ભરાયો—૨ રે. જમાનો. ૬

મુદ્દલ ચેન પડે નહિ ચા, વિણ, ચાએ વાળ્યો દાટ—૨
રાયથી માંડીને રંક કહાવે, સૌને થયો સનિપાત
વિલાયતનો વાયુ વાયો—૨ રે. જમાનો. ૭

સેન્ટ લવન્ડર લેમ્પથી મોહ્યા, મોટરમાં મશગુલ—૨
બાઇશીકલને ભાઇ વર્યાં છે—આપી મોં માગ્યાં મુલ
ગળે નેકટાઇ લગાયો—૨ રે. જમાનો. ૮

દાતણ બાવળનાં બદલાયાં બ્રસથી મોહ્યું મન—૨
અંજન મંજનમાં થઇ રંજન, ધુળ કરે છે ધન
ગણ્યો ન જાય ગણાયો—૨ રે. જમાનો. ૯

ત્રાંબા પિતળનો પારજ આવ્યો, લોખંડ ઘેરે ઘેર—૨
જ્યાં નીરખો ત્યાં ટેબલ ખુરસી, બીલોર ઠેરે ઠેર
યુરોપી ઠાઠ મચાયો—૨ રે. જમાનો. ૧૦

દેશનો વેશજ બેશ ન લાગે, વધ્યું વિદેશીથી વાલ—૨
બુટ પગે પાટલુન ચઢાવી, બન્યા ગોરાના બાલ
જાણે મેમ સાહેબનો જાયો—૨ જમાનો. ૧૧

સ્ટોકીંગ કોલર કોટ ને જાકીટ, જોઇએ વીલાયતી સ્ટીક—૨
ચાંદલીએ ચશ્માં તો ચોટયાં ઠાંસે બ્રાન્ડી ઠીક
ચીરૂટનો છે હડકાયો—૨ રે. જમાનો. ૧૨

“બી, એ, બનીને ભાઇ બીએ છે, બાઇ થકી ઘરમાંય—૨
બાહેર બીલ્લી થકીજ બીએ છે, તે શું ઉકાળે હાય
જનેતા—એ શીદ જાયો–૨ રે. જમાનો ૧૩

જ્ઞાતીબંધન તોડવા માટે, સમાજીષ્ટો બતાવે જોર;
પ્રપંચ જાળ ફેલાવા જાતાં, ઉતર્યો તેમનો તોર.
આખર પ્રાયશ્ચિત લેવાયો રે. જમાનો. ૧૪

દ્યાનત બગડી પશુપતિની તો વેચવા માંડયું દૂધ;
લક્ષ્મીની લાલચે લપટાઇ, ખોઇ પોતાની શુધ.
છાશનો તોટો જણાગો રે. જમાનો. ૧૫

શીશ થકી શીખા સટકી તે, હાથ લટકીજ લેલાટ–૨
નીચી નમી નમી શું સુચવે છે ? વિદ્વતામાં ઉઠી વાટ
દેશની દાઝ ન લાગ્યો–૨ રે. જમાનો. ૧૬

ભણી ગણીને સૌ જન ઇચ્છે, નિર્લજ નોકરી ઉર–૨
સુર ને નુર ગુમાવી બેઠા, બની ગયા અસુર
ગુર્જરેશ્વરી ગાત્ર ગળાયો–૨ રે. જમાનો. ૧૭

ધીક: છે ધીક: છે એવા, દેશ દ્રોહીને ધીક્કાર—૨
ગોરી તજી ઘરની ગુણવંતી, જોડી ગુણીકાથી પ્યાર
મારે જર ખુબ ઉડાવ્યો—૨ રે. જમાનો. ૧૮

ચીની ચલાણાં પ્યાલા રકાબી, ફાનસ ફક્કડ લીધ—૨
ફુટી જતાં ફુટી બદામ નાવી, ફોગટ ફેંકી દીધ
આંખે નવ જાય દેખાયો—૨ રે. જમાનો. ૧૯

વાજાં વીવીધ પ્રકારનાં લાવી, મુક્યું ગજાવી મકાન—૨
બગડયું કે પછી બારજ વાગ્યા, તેનું મળે નહી ભાન
પૈસાપર પાણી ફીરાયો—૨ રે. જમાનો. ૨૦

એરંડીયું તો અદ્રશ્ય થયું ને, ગંધાતું ચ્યાસલેટ—૨
બેહદ આવી ભરાયું ઘરે ઘર, પાકી ઉઠયું જ્યાં પેટ
પાટો ક્યાં જાય બંધાયો—૨ રે. જમાનો. ૨૧

દેશની દોલત હાય વીદેશે, એ રીતે ચાલી જાય—૨
તોપણ આંખ ઉઘાડી ન દેખે, ક્યાંથી દેશોદય થાય
આવી દારીદ્ર ભરાયો—૨ રે. જમાનો. ૨૨

ચોળી મટીને પોલકાં પેઠાં, પારસી ડ્રેસ પોસાય—૨
કંથ કલ્યાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય
એ તે વર કે ? ઘર જાયો—૨ રે. જમાનો. ૨૩

"છાયલ છીદડી ગયાં છુપાઇ, ગવનથી ગુલતાન—૨
ચુડી મટી ચતુરામાં વધ્યું છે, બંગડી બાઇનું માન,
કાને એરીંગ અડાયોરે—૨ રે. જમાનો. ૨૪

"બારીક વસ્ત્ર વપુએ ધારી, નારી હૈયે હરખાય—૨
અંગ તમામ દેખાઇજ આવે, સુજ્ઞ જોઈ શરમાય
વશ્યાનો વેશ ભજાવ્યો—૨ રે. જમાનો. ૨૫

રાંડી તે ઘર માંડી બેઠી, માંડી બાંધી પર પ્યાર—ર
ભક્તાણી થઇ દેવ મંદીરમાં, કરે છે વ્યભીચાર
પતીવ્રતાનો પારજ આવ્યો—ર રે. જમાનો. ૨૬

પાન ખાઇ પીચકારી મારે, રાખે મુખડું લાલ—ર
બારીએ બેઠી નારી એ બોલે, બોલે મુખથી બેતાલ;
મલાજો છેક મુકાયો—ર રે" જમાનો. ૨૭

લાયક ઉમરની લલના કદી વૈધવ્યતાને થાય—ર
પુનર્લગ્ન કરવા તેનું, શાસ્ત્રની મુકી માઝાય
પત્રે ઢંઢેરા પીટાવ્યો—ર રે જમાનો. ૨૮

બાળા વરસે બારજ ફરી, બાળકીમાંજ લેખાય—ર
જે રમી રાજી થતી ઢીંગલીએ તે ગર્ભવંતી થાય
સારો દી જાય કહાયો—ર રે. જમાનો. ૨૯

પાખંડીને પુરા પ્રેમથી પુજે, સાધુને ચીત ન ચાંય—ર
ધર્મીને ધામે ધાડજ આવે, પાપી પનોતા થાય
દ્રષ્ટીએ જાય દેખાયો—ર રે. જમાનો. ૩૦

પાખંડ પ્રપંચ વૃદ્ધિ પામ્યા, ચોરી ચાડી જુઠ જાર—ર
સત્ય સરી પાતાળે પેઠું, જામી ગયો છે જુગાર;
હશે શું દૈવને ભાવ્યો—ર રે. જમાનો. ૩૧

પૈસાદારને પ્રેમથી પુજે, પંડિત ના પુજાય—ર
હોય ભલે પછી તે બ્રહ્મવેત્તા, એવો અરે અન્યાય.
હોળીમાં જાય કળાયો—ર રે. જમાનો. ૩૨

પૈસા પડાવા પુત્રીને વેચે, પેખ્યા પળીએલ કંથ—૨
અંગની શક્તિ ભંગ થઇ, જેના ડાચામાં ન મળે દંત;
બોખો કહી જાય બોલાવ્યો—૨ રે. જમાનો. ૩૩

પેપર માસીકમાં વળી છુટી નોટીસ બહુ નીરખાય—૨
વૈદ તણું જાણે વ્હાણજ ફાટચું બની લુંટારા હાય.
ખરે દેશ લુંટીને ખાયો—૨ રે. જમાનો. ૩૪

ભપકાબંધ ભાષણો કરીને, લોકોને ફસાવે—૨
ભોળા બીચારા હિંદ વાસીયો, સારી રીતે લોભાવે
ધુતારાનો તાલ છે કેવો—૨ રે. જમાનો. ૩૫

આડું અવળું સમજાવીને, દેશ બધો ધુતી ખાય—૨
એવા ધુતારા દેશમાં ફાટયા, માટે જાગો હાય
નહિતો દેશ ફોલીને ખાશે—૨ રે જમાનો. ૩૬

પાંચ દશ મિત્રો ઉભા થઇને, કંપની કાઢે છે—૨
ભાઇ મેનેજર સાળો એજંટ, કમીશન બનેવીનું આપે છે
યુક્તિએ શેરો વેચાવે, લોકોને રાખોડી ચોળાવે—૨ રે. જમાનો. ૩૭

કરજે નાણું કાડવા જાતાં, પુત્ર બને છે આપ—૨
દેવા પડે જ્યારે દામજ ત્યારે, બની બેસે છે બાપ—૨
ભુંડે ભાર બોજ ગુમાવ્યો—૨ રે. જમાનો.૩૮

ચોર હતા તે શાહ બન્યા કંઇ, શાહ બીચારા ચોર—૨
વારજ ! ! તેની ધાડજ આવી કયાં કરવો જઇ શોર
ખરે બીજે ખેતને ખાયો—૨ રે. જમાનો. ૩૯

નીચ સજી સણુગારજ સુંદર, બાંધી ફરે ઘડીયાળ
મારગમાં કદી સામા મળે તો કોણ કરે તે કાળ
હશે મોટા ઘરનો, જાયો—૨ રે. જમાનો. ૪૦

મેળા ખેળામાં જઇ જોતાં, દીલ મારૂં દુખાય—૨
ઢેડને ભંગી સામા મળે તો, ધક્કો મારી ઘુસી જાય
તોયે નહિ દુર ખસાયો—૨ રે. જમાનો. ૪૧

દેવ વસ્યા જઇને ડુંગરામાં, મક્કે સોહે પીર—૨
રામનું રાજ છતાં ગાડીઓમાં ( ચત્યંજ ) આપે બીડ
મુખેથી કંઇ ન કેવાયો—૨ રે. જમાનો. ૪૨

કહેવાય ત્યારે ઠાકોર મોટા પણ ઠાઠ કીધો દૂર—૨
કન્યા કુળવાનની નહિ લેતાં, જે પુરે પૈસા ભરપુર
તે પાસે હસ્ત લંબાવ્યો—૨ રે. જમાનો. ૪૩

દેવ દીઠા ન ગમે દ્રષ્ટીએ તિરથ પ્રત્યે વેર—૨
સેલ સપાટે ભાઇ સીધાવે લાયક લંડન શહેર
વર્ષો વીતનો વરસાવ્યો—૨ રે. જમાનો. ૪૪

હા સરદાર શુરા દીસે છે લઇ પકોકડું હાથ—૨
કાબર તેતર હોલા હણીને, દુભાવે જગ નાથ
સુરો નહિ સિંહ મરાયો—૨ રે. જમાનો. ૪૫

પુરૂષમાંથી ઘટ્યું પુરૂષાતન જામ્યું ત્રિયાનું રાજ—૨
બાઈ બીલાડી, ને ભાઇજ ઉંદર, એવું બન્યું છે આજ
સુરો બાળલગ્ન ભરાયો—૨ રે જમાનો. ૪૬

# સગુણ ગ્રાહકોને શુભ સંદેશો.

ગ્રાહક થઇ નામ નોંધાવો.

## રત્ન—માળા.

જેની અંદર ધાર્મીક, નૈતીક અને સામાજીક—વિષયો એ વાતો અસરકારક સંપુર્ણ રસકસ સાથે આલેખવામાં કે અશુભ વાન્છાઓ દૂર થઈ મન પર સારી છાપ પડે છે. પહેલો અને બીજો અંક બહાર પડી ચુક્યો. વાંચી ખાત્રી કરો.

વાર્ષીક મુલ્ય પોસ્ટ સાથે એક રૂપીયો. છુટક નકલનો એક આનો.

લખો.

સીરનામું રત્નદિપક નડીઆદ. } રત્નાદિપક.—ડાહ્યાભાઇ બાબરભાઈ પટેલ. ( મથુરાંદાસની ખડકીવાળા. ) કાકરખાડ—નડિયાદ.

બેસી ગયાં ડાચાં બુઢીયાનાં શ્વેત થયા શીર કેશ—ર
તોય રહ્યો વળગી વ્યભીચારે, મુખપર ચોપડી મેંશ
કામી કામથી ન ધરાયો—ર રે જમાનો. ૪૭

માત્ત પીતા થઇ પાળક પોતે, બાળકને દઇ બોધ—ર
પેટ નીમીતે પાપ કરાવે. કરી કારમો ક્રોધ
કહું શું ન જાય કથાયો—ર રે. જમાનો. ૪૮

વાળ પરાયા થાય ભલે પણ, લે અસમાન મકાન—ર
પાળક બાળકનો થઇ પોતે, ધાલી એવું ધમશાન
દેવામાં હાય ડુબાડ્યો—ર રે. જમાનો. ૪૯

કોણ કવિનો ભાવ પુછે છે, ભાંડ ભવૈયા ચાય—ર
ચાય ખુશી નાયકાને નચાવી, વીત તેમાં વપરાય
કોવિદને કંઇ ન અપાયો—ર રે. જમાનો ૫૦

ઉત્તમ સાક્ષરના કરનાં પણ, પુસ્તક ના પોસાય—ર
નાટકમાં નાણું ખુબ ખરચે, ચીથરડાં ચીત થાય
સાહિત્યને ના શણગાર્યો—ર રે. જમાનો. ૫૧

પાળી પોષી મોટા કીધા પુત્રો ઝાઝાં લડાવી લાડ—ર
વૃદ્ધપણે લાકડી લઇ ઉઠે, ભાંગે પીતાના હાડ
વળ્યો નવ જાય વળાવ્યો—ર રે. જમાનો, પર

નાટક સરકસ ને જાદુના, ખેલ વધ્યા વિધવિધ—ર
વીત હરી વસુધા પરથી હા, સૌને ભીખારી કીધ
ખરો કુછંદ લગાયો—ર રે. જમાનો. ૫૩

શહેરમાં હોટલ ગામડે હોટલ, હોટલ હોટલ હાય ૨
વર્ણ અઢારે આવી ભરાઇ, ચા ને બીસકુટ ખાય
અભક્ષા ભક્ષ ઉડાયો–૨ રે, જમાનો, ૫૪

પાણી પવિત્ર ગણે ન ભુદેવો, ગામ ગમાતરે જાય–૨
પણ ભજ્યાં ભૈયાની દુકાનેથી, ખાંતે લઇને ખાય
અનાચાર આવી ભરાયો–૨ રે. જમાનો. ૫૫

સૌ થકી ઉત્તમ દ્વીજ કહાવે, પણ થઇ બેઠા નીચ–૨
લક્ષ્મીની લાલચે લપટાઈ કરતા પ્રપંચી પેચ
દેખી ના જાય ખમાયો–૨ રે. જમાનો. ૫૬

વિપ્રો તો વળી છેક વંઠયા, જેથી બરાબર અથડાય–૨
બ્રહ્મજ્ઞાન જાણે નહિ તો. ક્યાંથી તે પોષાય
પાયો મુળથી ખવાયો રે.–૨ જમાનો. ૫૭

બાવે તો વળી બે બી રાખી, ચેલે રાખી ચાર–૨
ખાખી તો ખોળતાજ ફરે છે. ચોળી મફતની છાર
લંગોટે ભેખ લજાવ્યો–૨ રે. જમાનો. ૫૮

નારી ગઈ સ્વધામ સીધાવી, સંપત્તિ પામી નાશ–૨
કે ભાઇ પોતે મુડ મુડાવી, બેઠા લઇ સન્યાસ
ગ્રહસ્થોને પાય પડાયો–૨ રે. જમાનો. ૫૯

કોઇ જમાત લઇ રખડે છે, રાખી રાજેશ્વરી ઠાઠ–૨
સિદ્ધ ને સાધક ભેશ બનીને, વાળ્યો ગામેગામ દાટ;
મલીદા માલ ઉડાવ્યો–૨ રે. જમાનો. ૬૦

આચારનો નથી અંશજ જેમાં, જાણે ન શાસ્ત્રોનો ભેદ—૨
થાય તેની ગણત્રી જ્ઞાતીમાં, અંતર પામે ખેદ
સાધુ શેઠ માંય ગણાયો—૨ રે. જમાનો. ૬૧

પાખંડી દંભી બની બેઠા, સાચા સંત મહંત—૨
તેમણે તો ડખાપંચક કીધું, કાઢીને કલ્પિત પંથ
સારા જગને ભરમાવ્યો—૨ રે. જમાનો. ૬૨

આજ ગુરૂ એવા અવલોકી શકે સમાવી ન શોક—૨
પણ ધુતી ધન શિષ્યનું લેતાં પાકી મુકાવે પોક
વૃથા ગુરૂ નામ ધરાવ્યો—૨ રે. જમાનો. ૬૩

અંધ ગુરૂને શિષ્યજ બહેરા, એવું બન્યું છે આજ—૨
તેમ છતાં બની સિદ્ધના બેટા, ખાલી કરે પતરાજ;
દેખી મમ દીલ દુખાયો—૨ રે. જમાનો. ૬૪

ભારત ભાગવત કે રામાયણ, રૂડી રીતે વંચાય—૨
ત્યાં જઇ સાંભળતાં ઉંઘ આવે, મારે ગપાટા ગામમાંય
સારી રાત જાય જગાયો—૨ રે. જમાનો. ૬૫

ચાર ઘડી ચીત ઠારવા માટે, દેવ મંદીર ગણાય—૨
ત્યાં પણ રંગીત પારણાં ઝુલે, દેખું ઘોડા ને ગાય.
ભોંભોં શબ્દ જાય સુણાયો—૨ રે. જમાનો. ૬૬

ઘટી ગયો કસ ભૂગોળમાંથી, ઘટયો સંબંધીનો સ્નેહ—૨
વળી સ્વાદ ઘટયો ધૃતમાંથી, ખરેખર ઉતરે આછા મેહ.
દગાથી દોસ્ત મરાયો—૨ રે. જમાનો. ૬૭

કોઇ તણા મનમાં નવ દેખું, અંશ દયાનો લગાર–૨
જ્યાં ને ત્યાં હું નજરે નિહાળું, તામશનો ભંડાર
અરે કંઇ આવી ભરાયો–૨ રે, જમાનો, ૬૮

કેતાં આ રસના પડે તુટી, આવ્યો આડો આંક–૨
કેલી કરે કાળી ભત્રીજો ટાંકુ અસત્ય ન ટાંક
પ્રભૂ જાણે ક્યાંય છુપાયો–૨ રે. જમાનો. ૬૯

રેણુકા કૃત્યા સત્તયુગે ત્રેતામાં સિતાય—૨
દ્વાપરમાં થઇ દ્રુપદ સુતા, આજ ઘરો ઘર હાય;
દેખું દ્રગથી કન્યાઓ—૨ રે. જમાનો. ૭૦

જે ગુજરાત વિશેજ હતી હા, લક્ષ્મીની લીલા લ્હેર—૨
ત્યાં ભટકે છે બીખારીનાં ટોળાં, આવીને ઘેર ઘેર
ઉઘાડે અંગ દીખાયો—૨ રે. જમાનો. ૭૧

ભાગ્ય ભલાં કે ભારતમાંહી, પાકે અફીણ કપાસ—૨
ત્રીજી તંબાકુએ રંગ રાખ્યો, નહિતો થાત નીરાશ
તથાપી ના સમજાયો–૨ રે. જમાનો. ૭૨

"ધન્ય છે ધન્ય છે" ઇંગ્લીશ રાજને, ધન્ય છે "(જ્યોર્જ)" રાજન–૨
પ્રજાનાં દુઃખ દુર કરવાને, આનંદે ઉછાળો મન
રામચંદ્ર સમ કીર્તી ફેલાવો—૨ રે. જમાનો. ૭૩

ચેતો ચેતો ચીતમાં નરનારી, બાજી હજી છે હાથ—૨
દેશની દોલત દેશમાં રે'વા, હુન્નરથી બીડી બાથ
કરો ઉન્નતીના ઉપાયો—૨ રે. જમાનો. ૭૪

સુંય કથુ કથવાનું ઘણું છે, કે'તાં નાવે પાર—
'शारदा' ने 'मेरी' માતાની સ્હાયથી, ટુંકામાં ટાંકયો સાર;
લેજો સમજી એન ભાઇઓ—૨ રે, જમાનો. ૭૫

વૃક્ષનું મુળ ખવાયજ આવે, તો તે હહે શું ટટાર—૨
તેમ, વિદેશી મોહ ટળ્યો નથી ત્યાં લગી થાશો ખુવાર.
સ્વદેશીએ રાસડો ગાયો—૨ રે. જમાનો. ૭૬



ચારૂતરનું

# અમૃતબિંદુ.

(અસલ માલ સરકારી રજીસ્ટર્ડ નં. ૮૪૨—૧૦ વાળો

સઘળા પ્રકારનો શરીરનો દુખાવો, લકવો, સંધીવા; ચુંક, ઉલટી, ઝાડા, મરડો, અરૂચી, અજીર્ણ, ખાંશી, સલેખમ, સરદી, માથાનો દુખાવો, દાંત કે દાઢનું કળ અવાળુનો દુખાવો મોંમાંથી દુર્ગંધ છુટવી, મળચ આ... કાનનું પાકવું, પરૂ વહેવું, આંખો દુખવી, શરીરે સોજા આવવા, ઘા લાગવા, ઘસારા પડવા, હાથ પગમાં ચીરા પડવા, લોહીનું નીકળવું, ઘાનું પાકવું, ઘામાં જીવ પડવા, રાંઝણ, નાસુર, પીનસ, સુસ્તી, બેચેની, નબળાઇ, નામર્દાઇ, હરસ, પ્રમેહ, ચાંદી, વીસ્ફોટીક, બરોલ, બંડવૃદ્ધિ, પ્રદરરોગ, કોઇપણ જાતનો તાવ, વાળો, ન્હારૂ, વિગેરે અનેક રોગ આ એકજ દવાથી તત્કાળ દુર થાયછે, વળી ભમરી, મધમાખ, વીંછી વિગેરેના ડંખ ઉપર આ એક જાદુઇ દવા છે. માંકડ, મચ્છર, વંદા, કરોળીયા, કસારી, ઉધેઇ વિગેરે નુકશાનકારક જંતુને નાશ કરે છે.

વિલાયતી દવાની બધી દુકાને વેચાયછે.

વિગતવાર ચોપાન્યા માટે નીચેને સીરનામે લખો.

સીરનામું—અમૃતબિંદુ ઓફીસ—નડિયાદ. (ગુજરાત)